# ઇસ્માઇલી શિક્ષણમાળા

## ભાગ ૧ થી ૬.

---

તલબુલ ઇલ્મ ફરીઝતુન, અલા કુલ્લે મુસ્લેમિનઃ
વ મુસ્લેમાતિન.

અર્થ:- ઇલ્મ હાસલ કરવું એ દરેક મુસલમાન પુરૂષો
અને બાઇઓની ફરજ છે. હદીસ શરીફ.

---

( સર્વ હક સ્વાધીન )

છપાવી પ્રગટ કરનાર,
વારસ ગુલામહુસેન ભાઈ વારસ મોહેદીના.
કચ્છ મુન્દ્રા.

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

# પ્રસ્તાવના.

હજરત મૌલાના ધણી સલામત દાતાર સરકાર આગા સુલતાન મોહમ્મદશાહ સાહેબ હાઝરઇમામ કેળવણીના ચાહક હોઇ એ દિશામાં એમના પ્રયાસો સર્વને સુવિદિત છે. પોતાના મુરીદો–ઇસમાઇલી કોમમાં દીની અને દુન્યવી કેળવણી વધારીને તેમણે મહાન ઉપકાર કર્યો છે. દેશ દેશાવરમાં દરેક સ્થળે ઇસમાઇલી કોમની વસ્તીવાળા ગામો પૈકી ઘણા ગામોમાં સંજોગો અનુસાર ક્યાં વ્યવહારિક સાથે ધાર્મિક શિક્ષણ મળે તેવી અને ક્યાં માત્ર દીની તાલીમ આપવાની સંસ્થાઓ એવણ નામદારના ખરચે સ્થાપન થઈ ચૂકી છે. એ એ થકી આપણી ભવિષ્યની પ્રજાને ઉત્તમોત્તમ લાભ મળી રહ્યો છે. આ લાભથી કોઇ જમાત હજુ પણ બેનસીબ હોય તો તે તેમના પોતાનાજ પ્રમાદનું કારણ કહી શકાય, કેમકે દરેક ગામે યોગ્ય પ્રમાણમાં તાલીમ ખાતાની સ્થાપના કરવા વિષે આપણા શિરછત્ર હાઝરઈમામનું ખુલ્લું ફરમાન છે.

ઉપરોક્ત સદરહુ શાળાઓમાં દીની તાલીમ આપનાર શિક્ષકો આપણા બોધ ગુરૂઓએ રચી આપેલાં જ્ઞાનો, હાઝરઇમામનાં

ફરમાનો, તથા ઇસમાઇલી વિદ્વાનો તરફથી પ્રકટ થએલાં શિક્ષણને લગતાં પુસ્તકોનો ઉપયોગ કરે છે, એટલે તે માંહેના યોગ્ય ફકરાનું શિક્ષણ વિદ્યાર્થીઓની શક્તિ પ્રમાણે અપાય છે. અમારા કચ્છ પ્રાંતમાં મારી દેખરેખ નીચે એવી ૭ સંસ્થાઓ છે, જેની અવારનવાર તપાસ લેતાં ધાર્મિક તાલીમની ઉપલી પૃથા મને કેટલેક અંશે અપૂર્ણ જણાતાં શિક્ષણમાળાનું એક પુસ્તક તૈયાર કરાવવાની મને જરૂર જણાઇ. દરમિયાન વિદ્વાન મીશનરી ઇબ્રાહીમભાઈ જુશબ વરતેજીનું ચાલુ સાલમાં કચ્છમાં આગમન થતાં તેઓ સાથે ધાર્મિક શિક્ષણ સંબંધી વાતચીત કરતાં તેઓ મારા વિચાર સાથે સંમત થયા અને એ કાર્યમાં બનતી મદદ કરવા તેમણે કબુલ્યું.

મીશનરી સાહેબ મી. વરતેજી પોતાની કચ્છ પ્રાંતની સફર દરમિયાન ૧૫ દિવસ મુન્દ્રામાં રોકાયા હતા ત્યારે તસ્દી લઇ શિક્ષણમાળાનું કેટલુંક લખાણ તેમણે લખી આપ્યું જે સઘળાનો ઉપયોગ થઇ શક્યો નથી પણ તેમાંનો અમુક ભાગ થોડા ફેરફારથી આ પુસ્તકના બીજા અને ત્રીજા ભાગમાં દરજ કીધો છે. બાકીનું લખાણ મારી સુચના મુજબ માસ્તર મહંમદ અમરસીએ તૈયાર કીધું છે. મી. વરતેજીએ કાર્યની શરૂઆત કરી આપી જેના યોગે આ પુસ્તક લખવાનું સંભવિત બન્યું છે તે બદલ તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

કચ્છ ખાતેની ઇસ્માઇલી શાળાઓમાં ધાર્મિક તાલીમના પુસ્તક તરીકે ચલાવવા આ બુક અમે મંજુર કીધી છે. ઉપરાંત દેશાવર ખાતેની ધાર્મિક સંસ્થાઓના અધિકારીઓ પોતાની શાળામાં આ બુક ચલાવવા પસંદ કરશે તો તે અમારા પાસેથી વ્યાજબી કીંમતે મેળવી શકશે.

શિક્ષણમાળા પુસ્તક ૧ લા ના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. જે પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓને શીખાવવા યોગ્ય છે. વિભાગ ચોથા અને પાંચમાનું ઇસ્માઇલી શિક્ષણમાળા પુસ્તક ૨ જું ઈન્શાઅલ્લાહ તુરતમાં તૈયાર કરી પ્રકટ કરવામાં આવશે.

ધાર્મિક શિક્ષણનું ક્ષેત્ર વિશાળ છે અને ઈનસાન ભુલને પાત્ર છે, આ પુસ્તકમાં વિદ્વાન વર્ગને જે જે ઉણપ જોવામાં આવે તે વિષે તસ્દી લઇ અમને સુચના કરશે તો બીજી આવૃત્તિમાં ઘટતો સુધારો કરવામાં આવશે.

કચ્છ મુન્દ્રા
તા. ૧-૧૧-૨૭

લી.
વારસ ગુલામહુસેન વારસ મોલેદીના
ના સલામની વાંચજોજી

# ઇસમાઇલી શિક્ષણમાળાનું સાંકળીઉં.

## ( વિભાગ ૧ લો )

## ( વિભાગ ૨ જો. )

---

## ( વિભાગ ૩ જો. )

# શુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮ | ૧૮ | આલ | આલમાં |
| ૧૯ | ૧૭ | એક | એક વખત |
| ૨૪ | ૧૮ | ઈનશાન | ઈનસાન |
| ૩૪ | ૩ | એક સપીનો | એક સંપીનો |
| ૩૫ | ૧૫ | સરીફમાં | શરીફમાં |
| ૪૬ | ૪ | એવો હિસાબ | એવો |
| ૫૩ | ૮ | બાપણે | આપણે |
| ૫૫ | ૧૩ | થઈ પડે | ન થઇ પડે |
| ૬૯ | ૧૭ | માત્ર | માગ |

७८६



# ઇસમાઇલી શિક્ષણમાળા.

## ભાગ ૧ લો.

### પાઠ ૧. અલ્લાહ

અલ્લાહ એક છે.

તે બધે ઠેકાણે રહે છે.

અલ્લાહ વગર કોઇ જગ્યા ખાલી નથી.

તે સર્વ સત્તાવાન છે.

અલ્લાહ જેવો બીજો કોઇ નથી.

તેનાં નામો ઘણાં છે.

અલ્લાહ, ખુદા, ઈશ્વર, પરમેશ્વર, ગોડ.

એ બધાં અલ્લાહનાં નામો છે.

લોકો જુદે જુદે નામે અલ્લાહનેજ યાદ કરે છે.

અલ્લાહની શક્તિ અપાર છે.

જમીન, આસમાન, સુરજ, ચંદ્ર, સિતારા, હવા અને પાણી. એ બધું અલ્લાહપાકે બનાવ્યું છે.

જગત ઉપર આપણે જે જે જોઇએ છીએ, જે થકી આપણું જીવન ટકેલું છે, અને જેના વગર આપણને જરા વાર ન ચાલે તે બધું અલ્લાહે બનાવ્યું છે.

આપણા ઉપયોગની કેટલીક ચીજો માણસો બનાવે છે. તે અલ્લાહતઆલાની બનાવેલ કુદરતી ચીજોની મદદથીજ થાય છે. આપણા પર અલ્લાહના ઘણા ઉપકારો છે.

---

## પાઠ ૨. પંજતન અને કલેમો.

પંજતન—પંજતન પાંચ છે. તેનાં નામ,

૧ હજરત મોહમ્મદ મુસતફા (સ૦)

૨ હજરત મોલા મુરતુજાઅલી (અ૦)

૩ હજરત બીબી ફાતમા જોહરા (૨૦)

૪ હજરત ઇમામ હસન (અ૦)

૫ હજરત ઇમામ હુસેન (અ૦)

કલેમો—ઇસમાઇલી કલમો આ પ્રમાણે છે.

અશહદો અન લાઇલાહા ઇલ્લિલ્લાહ.

અશહદો અન મોહમ્મદુર્રરસુલુલ્લાહ.

અશહદો અન અમીરૂલ મોમનીન અલી અલી અલ્લાહ.

કલમાનો અર્થ—

હું ઇકરાર કરૂં છું કે ખુદા સિવાય બીજો ખુદા નથી.

હું ઇકરાર કરૂં છું કે નબી મોહમ્મદ મુસ્તફા સ૦ ખુદાના પેગમ્બર છે.

હું ઇકરાર કરૂં છું કે સાચા દીનદારોના સરદાર હ૦ અલી ખરેખર ખુદાઈ નુર છે.

---

## પાઠ ૩. નબી

પેગમ્બર એક લાખ ચોવીસ હજાર થયા છે.

પહેલા પેગમ્બર હજરત આદમ અલયહિસ્સલામ.

છેલ્લા પેગમ્બર હજરત મોહમ્મદ મુસતફા સલલ્લાહો અલેહે વસલ્લમ છે.

એ બધા નબીઓના સરદાર છે.

એ ખાતેમુન અમ્બીયા ( છેલા નબી ) છે.

એમના પછી કોઇ પેગમ્બર થનાર નથી.

આપણે એ મહાન પેગમ્બરની ઉમ્મત છીએ.

અરબસ્તાનના મક્કા શહેરમાં તેઓ જન્મ્યા.

એમના પિતાનું નામ અબ્દુલ્લાહ, માતાનું નામ અમીના.

ઇસ્વીસનનો છઠ્ઠો સૈકો હતો, જેને આજ તેરસો વર્ષ થયાં.

એ વખતે અરબ લોકો મૂર્તિઓને માનતા.

એ જમાનો તમામ અજ્ઞાનતાનો હતો.

નબી સાહેબે ઘણી અડચણો વેઠીને "ઇસ્લામ" ની રોશની ફેલાવી.

મૂર્તિઓનું ખંડન કરી એક અલ્લાહને માનવા સમજાવ્યું.

તેમના પર અલ્લાહ તરફથી કિતાબ નાઝીલ થઇ.

તેનું નામ કુરઆને મજીદ છે.

પેગમ્બર એટલે અલ્લાહ તરફનો સંદેશો આપનાર.

---

## પાઠ ૪. ઇમામ.

નબી મોહમ્મદ મુસ્તફા સ૦ થી નબુવત ખતમ થઇ.

અલ્લાહતઆલા તરફથી હિદાયત કદી અટકતી નથી.

નબુવત ખતમ થતાં ઇમામત શરૂ થઇ.

નબી સાહેબે હજરતઅલીને પોતાના જાનશીન ઠરાવ્યા.

હજરતઅલી અ૦ પહેલા ઇમામ છે.

ઈમામ અલ્લાહનું નુર છે.

ઇમામ અલ્લાહનો ખલીફો છે—ખલીફતુરરેહમાન.

ઇમામમાં સંપૂર્ણ જ્ઞાન છે.

ઇમામ હક રસ્તો બતાવનાર હાદી છે.

કુરઆને શરીફની ખરી તાવીલ ફક્ત ઈમામ જાણે છે.

ઇમામ હર જમાનામાં હાઝર રહે છે.

ઇમામ કદી ગેબ ન રહે.

ઇમામ કદી પરદે ન રહે.

ઇમામત રોજે કયામત સુધી કાયમ રહેશે. એ પેગમ્બરે ખુદાનું ફરમાન છે.

કુરઆન મજીદની પણ એજ ગવાહી છે.

આ જમાનાના ઇમામ હજરત મૌલાના સુલતાન મોહમ્મદ શાહ છે.

---

## પાઠ ૫. ઇસ્લામ.

દીને ઇસ્લામની રોશની હજરત મોહમ્મદ મુસ્તફા સ૦ મે ફેલાવી.

તેમણે અજ્ઞાનતાનો અંધકાર મટાડી જ્ઞાનનો પ્રકાશ કીધો છે.

ઇસ્લામ અલ્લાહે પસંદ કરેલો દીન છે.

ઇસ્લામ હકપરસ્ત છે.

ઇસ્લામમાં બુતપરસ્તી વાજીબ નથી.

ઇસ્લામનું શિક્ષણ સર્વ કરતાં ઉત્તમ છે.

ઇસ્લામ કોઇના પર જુલમ કરવા મના કરે છે.

ઇસ્લામ ભાઇચારો વધારવા ભલામણ કરે છે.

ઇસ્લામ એક અલ્લાહને માનવાની શીખ દે છે.

અલ્લાહ સિવાય બીજાની મદદ માગવી તે શીર્ક છે.

ઇસ્લામમાં ઘણા ફીરકા પડી ગયા છે.
આપણો ફીરકો ઈસ્માઈલીનો છે.
ઈસ્માઇલી ફીરકો તે નાજી ફીરકો છે કેમકે ઇસ્માઈલી ફીરકાનો રેહબર હાજર ઇમામ છે.

કહ્યું છે કે,

તહકીક મઝહબે હૈયાત, ફક્ત ઇસ્લામસ્ત;
હૈયાત બક્ષશ અયયાર, કલામે ઇમામસ્ત.

---

## પાઠ ૬. કુરઆન.

કુરઆને મજીદ અલ્લાહના કલામની કિતાબ છે.
અલ્લાહપાકે તે પેગમ્બર મારફત જાહેર કરી છે.
કુરઆન મજીદ અરબ્બી ભાષામાં છે.
તે આખર જમાનાના પેગમ્બર પર નાજીલ થએલ છે.
હજરત આદમ વિગેરે નબીઓ પર ઘણા સહીફા ઉતરેલા છે.
બધા સહીફાનો સાર તૌરાત, ઝબુર અને ઇન્જીલમાં આવી જાય છે.
એ ત્રણ કિતાબો ત્રણ મહાન નબીઓ પર ઉતરી હતી.
તૌરાત હજરત મુસા અ૦ પર ઉતરી હતી.
ઝબુર હજરત દાઉદ અ૦ પર ઉતરી હતી.
ઇન્જીલ હજરત ઇસા અ૦ પર ઉતરી હતી.

કુરઆન મજીદ અલ્લાહ તરફની છેલ્લી કિતાબ છે.

કુરઆન મજીદમાં ઉપલી ત્રણે કિતાબોનો મતલબ સમાયેલો છે.

કુરઆન મજીદમાં ઘણાં ગુઢાર્થ વાકયો છે.

તેનો મતલબ અલ્લાહ અને જમાનાનો ઇમામજ જાણે છે.

એ ફરમાન ખુદાપાકનું કુરઆને શરીફમાં છે.

પીર સદરૂદ્દીન સાહેબે આપણને જ્ઞાનો રચી આપ્યાં છે. તે કુરઆને શરીફનો સાર ( તત્વ ) છે.

આ આપણા હાઝર ઇમામનું ફરમાન છે.

---

## પાઠ ૭. પીર.

પીર એટલે બોધ ગુરૂ અથવા દાઈ.

પીરની નિમણુંક હાઝર ઈમામ હોય તે કરી શકે.

નબીસાહેબના જમાના પછી પીર સદરૂદ્દીન ૨૬ મા પીર છે.

એ વખતના હાઝર ઇમામ શ્રી ઇસ્લામશાહ હતા.

ઈસ્લામશાહ ૩૦ મા ઇમામ છે.

એવણ ઇરાનદેશમાં રહેતા હતા.

શ્રી ઇસ્લામશાહે પીર સદરૂદ્દીનને હિંદુસ્તાન મોકલ્યા હતા.

પીર સદરૂદ્દીને આપણા વડીલોને ઇસ્લામની રોશની આપી.

સત્યપંથ એટલે સાચો રસ્તો બતાવ્યો.

જે દીને ઇસ્લામનો પવિત્ર ઇસમાઈલી ફીરકો છે.

આપણા વડીલો હિંદુઓની જુદી જુદી જ્ઞાતિના હતા.
તેઓને એકત્ર કરી "ખોજા" જ્ઞાતિનો લકબ પીર સદરૂદ્દીને આપ્યો.
ખોજા એટલે ખોજ કરીને સત્ય દીન મેળવનાર.
ખોજા કોમપર પીર સદરૂદ્દીનનું મોટું અહેસાન છે.
જેમણે બુતપરસ્તી મૂકાવી હકદીનની હિદાયત કીધી.
પીર સદરૂદ્દીને અલીનબીની આલપાકની ઓળખાણ દીધી છે.
અલીની આલમાં ૩૦ મા ઇમામ ઇસ્લામશાહ બતાવ્યા.
એ આલમાં જે હાઝર ઇમામ હોય તેની ફરમાન બરદારી કરવા કહ્યું છે.
અલીની આલમાં ૪૮ મા ઇમામ મૌલાના સુલતાન મોહમ્મદશાહ છે.
તે હાઝર ઇમામ હાદિયુલ મહેદી છે.

---

## પાઠ ૮. ખાનું.

પીર સદરૂદ્દીન સાહેબે બંદગી કરવાની જગ્યા મુકરર કરી આપી.
તેનું નામ "ખાનએ ખુદા" એટલે ખુદાનું ઘર.
"ખાનએ ખુદા" એ શબ્દને ટુંકાણમાં "ખાનું" કહેવામાં આવે છે.
જમાત એ જગ્યામાં બંદગી કરવા એકઠી થાય છે.

એ પરથી એ જગ્યાને "જમાતખાનું" પણ કહીએ છીએ.
જે જગ્યાએ બંદગી થાય, ખુદાને સુજીદો કરવામાં આવે.
તે જગ્યા ખુદાનું ઘર કહેવાય. તે પવિત્ર જગ્યા છે.
જમાતખાનાના પવિત્ર મકાને હંમેશાં જાઓ.
પવિત્ર મકાનમાં મન શાન્ત રહે છે.
ખુદાની બંદગી કરવામાં મનની શાન્તીની ખાસ જરૂર છે.
ખાનામાં જઇ શાન્ત ચિત્તે બંદગી કરો.
ફરમાન વંચાય કે વાએઝ થાય તે ધ્યાન દઇ સાંભળવું.
ખાનાના પવિત્ર મકાનની ઘણી અદબ રાખવી.
ખાનામાં બેસી વાતો કરવી બીલકુલ વાજીબ નથી.
ખાનામાં ઝોકાં ખાવાં કે સૂઇ રહેવું તે બેઅદબી છે.
અલ્લાહના ઘરની બેઅદબી થાય તે ગુનાહ છે.
હાથ પગ ધોઇ પાક થઇ જમાતખાનામાં જવું.
જમાતખાનામાં અદબથી બેસવું.

---

## પાઠ ૯. બંદગી.

ખુદાના અહેસાનોનો વિચાર કરો.
આપણે તે અહેસાનોનો કંઇ બદલો વાળી શકીએ નહિ.
પણ આપણે અલ્લાહના ઉપકારો ભૂલી જવા ન જોઇએ.
હંમેશાં અલ્લાહ પ્રત્યે શુકરાનાનો સુજીદો કરવો.

દીલના ખરા પ્રેમથી અલ્લાહને યાદ કરવો, તેને બંદગી કહે છે.
ખુદાની બંદગીની ફરજ બધા ઉપર છે.
દરેક કોમ જુદી જુદી રીતે પરવરદિગારને ભજે છે.
સવાર અને સાંજ એ બંદગીના ઉત્તમ ટાઈમ છે.
પીર સદરૂદ્દીને આપણને એ ટાઇમે બંદગી કરવા ફરમાવ્યું છે.
સવારથી સાંજ સુધી હલાલ રીતે દુનિયાનો ધંધો કરવો.
સાંજના જમાતખાને આવી બંદગી કરવી.
રાતના આરામથી સૂઇ આસાએશ લીધા પછી, પરોઢીયાના
નુરી ટાઇમે જમાતખાને આવી બંદગી કરવી.
આ બંદગી તે ત્રણ વખતની દુવા છે.
સાંજની તથા સોમણીની તે સાંજના ગુજારવી.
સબુહની દુવા તે પરોઢીએ ગુજારવી.
દુવા નહિ પઢનાર અલ્લાહતઆલાનો અહેસાન ભુલી જાય છે.
તે અલ્લાહના અનુપકારી થઈ પોતાના નફસપર જુલમ કરનાર છે.
ભાઇઓ ત્રણ વખતની દુવા બંદગી ગુજારવામાં આળસ કરશો નહિ

---

## પાઠ ૧૦ પીર સદરૂદીનની શિખામણ

સતગુરૂ તણી શિખામણ સાચી,
સાંભળો રીકીશરો મિલો મન રાચી.

દિન ઉગે કરો ધરમસું ધંધા,
સાંજ પડે થઇ રહો સાહેબજીકા બંદા.
ગતમાં આવી કહો હય જંદા,
મુનિવર કેરી એ છે સંજ્ઞા.

× × × ×

સો ગાળ સાંખી ક્રોધ ન કરીએ,
અવગુણ કરે તો સું ગુણ કરીએ.
આપણથી નાનેરો રાઇ,
તેને કહી બોલાવો મોટેરો ભાઇ.
મીઠે વચને બોલાવો વીરા,
તો તમારે મુખડે ઝળકે હીરા.

## પાઠ ૧૧. નેકી.

વહેવારમાં પ્રમાણિક રહેવું.
હંમેશાં સાચું બોલવું.
ભૂલ છુપાવવા જુઠું બોલવું તે બાયલાપણું છે.
સાચને કદી આંચ નથી.
અંતે સત્યનો જય છે.
કદિ ગુસ્સે થવું નહિ.
કોઇનાપર જુલમ કરવો નહિ.

કોઇની નિંદા કરવી નહિ.
કોઇનાપર આળ ચડાવવું નહિ.
મન હંમેશાં પવિત્ર રાખવું.
દીલમાં ખરાબ વિચારો પણ ન કરવા.
સર્વથી હળીમળીને ચાલવું.
આખી જગતનું ભલું થાય એમ ઇચ્છવું.
પરોપકારનાં કામો કરવાં.
અહંકાર ન કરવો.
કોઈની અદેખાઈ ન કરવી.
કોઇને કંઇ ઇજા ન કરવી.
નેકીના નિયમો પાળનારપર ખુદા ખુશી રહે છે અને તેનું આ લોકમાં પરલોકમાં ભલું થાય છે.
ખુદાપસંદ કામો કરવાં.

## પાઠ ૧૨. પવિત્રતા.

વજુઃ—પવિત્ર મકાનમાં અપવિત્રપણે જવું સારૂં નથી. માટે હંમેશાં સવારસાંજ જમાતખાનામાં આવતાં પ્રથમ હાથ, પગ, મોંહ ધોઇ નજાસતથી પાક થવું.

હયજંદા કાયમ પાયાઃ—જમાતખાનામાં દાખલ થતાં "હયજંદા" બોલવું, એટલે સામેથી કાયમ પાયા" સંભ-

જાણે એનો અર્થ એ છે કે, ખુદાઇ નુર હાઝરઇમામ હમેશાં હૈયાત--કાયમ છે. તે નુરની અમને ઓળખાણ થઈ છે.

દુવા કરાવવી—ને પછી મુખી સાહેબના સામે ઉભા રહી હાથ જોડી "તોબા તોબા તકસીરદાર બંદા સીરતા પા ગુનેહગાર" બોલી મુખી સાહેબનો હાથ બે હાથો વચ્ચે લઇ નમવું. આ વખતે મુખી સાહેબ કહે છે કે "નિયતમુરાદ કબુલ" આનો અર્થ એવો છે કે, હું તકસીરદાર બંદો માથાથી પગ સુધી ગુનેહગાર છું એમ કહેવામાં આવે તેના જવાબમાં તમારા દીલની ઉમેદો ખુદા પૂરી કરે, એમ મુખીસાહેબ દુવા કરે છે. આવી રીતે દુવા કરાવવાથી આખા દિવસના અજાણ-પણામાં થએલા ગુનાહ બળી જાય છે. જેમ જ્ઞાને શરીફમાં કહ્યું છે કેઃ—

ગતમાં આવીને કરાવો દુવા,
તો પ્રાયશ્ચીત જાય, નિરમલ થાય તારા જીવના વધાવા.

---

## પાઠ ૧૩. માબાપની સેવા.

હસનઅલી અને કાશમઅલી બન્ને સગાભાઇઓ હતા પણ તેઓના સ્વભાવમાં જમીન આસમાન જેટલો ફરક હતો. હસનઅલી માબાપની સેવા કરનાર હતો. તે તેનો દરેક હુકમ માનતો. નાનાં ભાઈ ભાંડુઓને સંભાળતો. માબાપ બતાવે તે

કામ ખંતથી કરતો. માબાપ તેનાપર રાજી રહેતાં ને તેને દુવા આપતાં.

કાશમઅલીની રીતભાત હસનઅલીથી તદ્દન ઉલટી હતી. તે માબાપના સામો થતો, માબાપનું કોઇ કામ ન કરતો. સારૂં સારૂં ખાવાનું અને સારાં કપડાં અપાવવાની હઠ કરતો અને બીજી ઘણી રીતે કનડતો. માબાપ તેનાથી બેજાર રહેતાં, અને તેઓનું મન બળતું.

બન્ને છોકરા ઉમર લાયક થતં તેઓને પરણાવ્યા. મિલ્કતની વહેંચણી કરી આપ્યા પછી તેના માબાપ કાળે કરી દુનિયાં છોડી ગયાં.

હસનઅલીને વેપારમાં ખુદાએ બરકત આપી. તે માલદારને ઇજ્જતદાર થયો. તેની સ્ત્રી ને છોકરાં ફરમાન બરદાર હતાં જેથી તેનો ઘર સંસાર સુખી નિવડયો, અને લોકોમાં આબરૂ વધી.

કાશમઅલીની સ્ત્રી કજીયાખોર ને છોકરા સ્વચ્છંદી હતા, તે જુગાર રમતા. ઘરમાંથી ને દુકાનમાંથી પૈસા ચોરી જતા. ઘરના સંતાપથી કાશમઅલી હમેશાં બેચેન રહેતો અંતે તેને અસાધ્ય વ્યાધિ લાગુ પડતાં તેનું અકાળ અવસાન થયું.

આ બે ભાઇઓની હકીકતપરથી માણસો ખુલ્લી રીતે કહેતાં કે— માબાપની દુવાથી હસનઅલીની દુનિયા અને દીન

બન્ને સુધર્યા અને માબાપને દુઃખ દેનાર કાશમઅલીનું બધું બગડ્યું.

---

## પાઠ ૧૪. સંપ

આપણા હાઝરઇમામનાં ફરમાન મુબારકનાં પુસ્તકો વાંચતાં તમને જણાશે કે તેમાં અમુલ્ય બોધ ભરેલો છે દરેક હીરા અને મોતી જેવા બોલો છે. હળીમળીને ચાલવા વિષે તેમાં બધા કરતાં વિશેષ ભલામણ કરવામાં આવી છે. સંપ વિષે એક દ્રષ્ટાંત ફરમા૦ છે. તે આ પ્રમાણે છેઃ—

૧૦૦ માણસો સાથે ચાલ્યા જતા હતા. તેઓની સાથે માલ હતો. તેને પાંચ ચોર મલ્યા તેઓએ ૧૦૦ જણાને લુંટી લીધા જ્યારે ૧૦૦ જણ શહેરમાં પહોંચ્યા, ત્યારે લોકોએ તેઓને પૂછ્યું કેઃ—તમો સો જણ છો છતાં તમોને પંચ જણે કેમ લુંટી લીધા? તેઓએ જવાબ આપ્યો કેઃ—અમો સો જણ હતા પરંતુ અમારાં દીલ જુદાં જુદાં હતાં, અને ચોર પાંચ હતા. પણ તેઓ એક દીલ હતા, તેથી તેઓએ અમોને લુંટી લીધા.

આ પંજે ભાઇઓનું દ્રષ્ટાંત છે. પંજામાં પાંચ આંગળી છે. આખો પંજો સાથે છે, તો કેટલી કુવ્વત ધરાવે છે! પંજેભાઇઓ એક દીલીથી ચાલશો તો ઘણીજ કુવ્વત પ્રાપ્ત થશે.

---

## પાઠ ૧૫. સોબતની અસર.

હક મૌલાના સરકાર આગા સુલતાન મોહમ્મદશાહ દાતાર હાઝરઇમામે ફરમાવ્યું કે, હજરત ઇસા પેગમ્બર પોતાના અસહાબો સાથે એક રસ્તે થઇને ચાલ્યા જતા હતા, ત્યાં સામેથી એક માણસ આવતો દીઠો. તેને જોઇ તેઓ નાઠા. જેમ વાઘને જોઇ માણસ નાસી જાય છે, તેમ વાટ છોડી માઇલ બે માઇલ દૂર ભાગી ગયા, અને ત્યાં ઉભા રહ્યા. અસહાબો ત્યાં જઇ પહોંચ્યા અને નાસી જવાનું કારણ પૂછ્યું કે, તમે વાઘ અને સિંહથી ડરતા નથી. ત્યારે આ ફકીર જેવા માણસને જોઇ કેમ નાસી ગયા ? હજરત ઇસાએ અસહાબોને સમજાવ્યું કે, તે ફકીર જેવો માણસ ઘણો નાદાન હતો, તે માણસના કાનમાં કોઇ ઈલ્મની વાત જઇ શકે તેમ નહોતું, તેથી તે નાદાન જાહેલ પાસે ન જતાં ભાગી છુટયા.

નાદાન જાહેલથી દૂર નહિ ભાગી છુટો (તેની દોસ્તી કરશો ) તો તમે તેની બાજી ખાઈ જશો, અને તમે પણ નાદાન થઇ જશો. નાદાનની દોસ્તીથી તમે ખરાબ થઇ જશો. નાદાન બેઇલ્મ માણસથી દૂર રહેવું ઘણું સારૂં છે.

# ઇસમાઇલી શિક્ષણમાળા.

## ભાગ ૨ જો.

### પાઠ ૧. અરદાસ.

અલ્લાહના નામથી શરૂ કરૂંછું જે દયાળુ ને માયાળુ છે. ધર્મના દિવસનો ધણી. અમે તારીજ ભક્તિ કરીએ છીએ, અને તારીજ મદદ માગીએ છીએ. અમને સત્ય પંથ દેખાડ, કે જે પંથ પાળનારા ઉપર તેં પ્રસન્ન થઈ તેને ન્યામત આપેલ છે. પણ જેના ઉપર તેં કોપ કર્યો છે, અને જે સત્ય પંથથી વિમુખ રહી ભટક્યા છે, તેનો રસ્તો દેખાડીશ નહિ.

ઓ, એક રૂપે ક્રમવાર પ્રકટ રહેલા જગતના જીવન રૂપ ખુદાઇ નુર, હું તને શુદ્ધ ભાવથી નમન કરૂંછું. તારા ઉપરના નિર્મળ પ્રેમની નિશાની તરીકે મારૂં તન મન, અને ધન તને અર્પણ કરવાનો કોલ (બયત) આપુંછું. તારા નુરાની દીદારની તલબ એજ મારી બંદગી અને એજ મારી મુક્તિ. મને દયા કરી તારા કૃપાપાત્ર ભક્તોના સંઘમાં ભેળવ અને તારા કોપ પામનાર ભટકતા અજ્ઞાનોથી બચાવ.

"તે પહેલો અને છેલ્લો, અને જાહેર અને છુપો છે, અને તે સર્વ ચીજ જાણનાર છે." ( સુરતુલ હદીદ આયાત ૩. )

---

## પાઠ ૨. ઉસુલેદીન.

ઉસુલેદીન યાને દીનનાં મુળ તત્વો પાંચ છે.

૧. તોહીદ ૨. અદલ ૩. નબુવત ૪. ઇમામત ૫. કયામત.

૧. તોહીદ—ખુદા એક છે તે નુર રૂપે અખંડ પ્રકાશે છે.

૨. અદલ—ખુદા ઇન્સાફી છે, કોઇનાપર જુલમ કરતો નથી. બંદો કૃએલ મુખત્યાર છે. જેવું કરે તેવું પામે.

૩. નબુવત—જગતની ઉત્પત્તિ પછી દરેક કોમોને તેમની ભાષામાં ઉપદેશ દેવા પરવરદેગારે એક લાખ ચોવીસ હજાર પેગમ્બરો મોકલ્યા છે. પહેલા હજરત આદમ અ૦ અને સૌથી છેલ્લા નબી મોહમ્મદ મુસ્તફા સ૦ છે. ખાતેમુન અંબીયા છે. એટલે તેમના પછી કોઇ પેગમ્બર થનાર નથી.

૪. ઇમામત—ખુદાનું નુર એક પછી એક ઇન્સાનના જીસમમાં હંમેશાં દુનિયાપર પ્રકટ રહે છે, તેને ઇમામ કહે છે. નબીમોહમ્મદ મુસ્તફા સ૦ પછી પહેલા ઇમામ હજરતઅલી અ૦ થયા અને તેની પવિત્ર આલ ૪૮ મી પેઢીએ હાલના ઇમામ મૌલાના સુલતાન

મોહમ્મદશાહ હાઝરઈમામ છે. તે ઇમામની આલ
કયામત સુધી કાયમ રહેશે.

૫. કયામત—મરણબાદ કરેલાં કરતબ્યોનો જવાબ દરેક ઇન્સાનને
દેવો પડશે. તે હિસાબ દેવાના વખતને કયામત કહે છે.

## પાઠ ૩. ફુરૂએદીન.

ફુરૂએદીન એટલે દીનની શાખાઓ ૬ છે.

૧. નિમાજ, ૨. રોજા, ૩. હજ, ૪. જકાત, ૫. ખુમસ.
૬. જેહાદ

ઇસ્લામી ઉલમાઓએ યોજેલી ઉપલી ૬ ફુરૂઓને આપણા
બોધ ગુરૂઓએ નીચેના સ્વરૂપમાં બતાવી છે.

૧. દુવા, ૨. વ્રત—પરહેજગારી, ૩. દરખાનું ૪—૫. દશોંદ, ૬. સંયમ.

૧. દુવા—ખુદાની બંદગી દરરોજ ત્રણ વખત પડવાની દરેક
ઇસમાઈલીપર પહેલી ફરજ છે, તેના ટાઇમ ૧ સબુ
હની દુવા, ૨ સાંજની દુવા, ૩ સોમણીની દુવા.

૨. વ્રત પરહેજગારી—જે કામ કરવાની ખુદા રસુલ અને ઇમા
મે મના કરી હોય તે હરગીજ ન કરવું, એવી ટેક પાળવી.

૩ દરખાનું—જે ઇમામનો વારો હોય, તેની દરેક મુરીદે એક જરૂર
બયત કરવી જોઇએ. એટલે ઇમામના મુરશીદ-પણાનો
ઇકરાર કરી તેમનો હુકમ માનવાની કબુલાત આપવી.

૪—૫ દશોંદ—કમાણીનો આઠમો ભાગ ચોકખો હિસાબ કરીને જમાનાના ઇમામને ભેટ કરવો.

૬ સંયમ—કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો જ્યારે ગુનાહનાં કામો કરવા લલચાવે ત્યારે સત્યના હથિયારોથી તેના સામે થઇ, કુવિચારોનો ક્ષય કરવો—આ નફ્સ સામેની લડાઇને જેહાદે અકબર કહે છે.

---

## પાઠ ૪. તોહીદ (ઉસુલ ૧).

નીરાકારના અંધકારમાંથી "હું" એ શબ્દરૂપી નુર પ્રથમ પ્રકટ્યું. એ નુરથી નબીમોહમ્મદ મુસ્તફા સ૦ નું નુર સર્જ્યું, અને નબીના નુરમાંથી બધી આલમ બનાવી. નુરરૂપે પ્રકટ થએલ ખુદા જગતમાં અજવાળારૂપે અખંડ પ્રકાશી રહ્યો છે. તે વિષે કુરઆનેશરીફ સુરે નુરની આયાત ૩૫ માં આ પ્રમાણે છે કે:—

"અલ્લાહ આકાશો અને પૃથ્વીનું નુર છે. તે નુરનું દ્રષ્ટાંત એક ગોખલા જેવું છે. કે જેમાં દીવો છે. જે દીવો એક કાચ (ના ફાનસ) માં છે. કે જે કાચ જાણે કે એક ચકચકિત તારો હોય તેવો છે. તે પવિત્ર મુબારક ઝાડ (ના તેલ) થી સળગાવવામાં આવે છે. તે જીત વૃક્ષ છે. તે ઝાડ પૂર્વ દિશાનું નથી અને તેમજ પશ્ચિમ દિશાનું પણ નથી. તેનું તેલ લગભગ પોતાની

મેળે સળગે એવું છે. અગર જો કે તેને આગ અડકી ન હોય. તે સફાઇને લીધે પ્રકાશ ઉપર પ્રકાશ છે. ખુદા પોતાના નુર વડે જેને ચાહે છે તેને રસ્તો બતાવે છે."

ઉપલી આયાતમાં જ્યાં "પ્રકાશ ઉપર પ્રકાશ" એવો અર્થ કરવામાં આવેલ છે તે મુળ શબ્દો "નુરન અલા નુર" છે. જેથી મતલબ "એક પછી એકમાં નુર પ્રકટે છે, એ છે." અને ખુદા પોતાના નુર વડે જેને ચાહે છે તેને રસ્તો બતાવે છે. એમ કહેવામાં આવ્યું છે તે ખુદાઈ નુર એજ છે તે ખુદાઇ નુર એજ "ઇમામ" આથી સિદ્ધ થાય છે કેઃ—હિદાયતના ચિરાગ ઇમામમાં ખુદાઇ નુર દર જમાનામાં જલવાગાર હોય છે. ઇમામનુ જીસમ કાંઇ ખુદા નથી પણ ઇમામમાં ખુદાઇ નુર છે. એજ તોહીદના ઉસુલનો ખરો ભેદ—સાર (તત્વ) છે

---

## પાઠ ૫. અદલ. (ઉસુલ ૨)

ઇમાનદારોને વાજબ છે કે જેમ ખુદાની વહદાનિયતનો ઇકરાર કરવો તેમ ખુદાવંદ તઆલા ઈન્સાફી છે એમ માનવું. ખુદા કોઇનાપર જુલમ કરેજ નહિ, દરેક માણસ પોતાની કરણીનાં ફલ પામે એ વાત પણ સર્વમાન્ય છે. સુકૃત્ય કરનાર જન્નતનાં સુખ પામશે અને પાપ કરશે તે દોઝખમાં બળશે.

એમ દુનિયાંપરના બધા ધર્મોપદેશકોનો બોધ છે તે સત્ય છે. આપણા બોધ ગુરૂ પીર સદરૂદીન સાહેબે ફરમાવ્યું છે કેઃ—

વાવસો તેવું લણશો, આ સંસારિયા માહિ;
વણ વાવ્યાં જેણે લણ્યાં, તે પીર કહો મુજને દેખાડો.

મોમનપણાની એક નિશાની એ છે કે, ખુદાએ તેને જેવી સ્થિતિમાં મૂકયા હોય તેપર સંતોષ રાખી પ્રમાણિકપણે રહેઃ અને જાણે કે સુખ દુઃખ હાનિ લાભ એ પોતાનાંજ કર્તવ્યોનું પરિણામ છે. માટે અસત્ય આચરણથી ઉન્નત્તિ ઇચ્છી પાપ કર્મ કરવાં તે ગુનાહોની મોટી જવાબદારી માથે લેવી છે, અને તેનાં ફળ આ દુનિયામાં કે પેલી દુનિયામાં ભોગવવાં પડશે. એ લક્ષમાં રાખી સચ્ચાઇથી વર્તન કરનાર શખ્શજ ખરો ખુદાના આદીલપણાનો કાએલ છે.

---

### પાઠ ૬. નબુવત. ( ઉસુલ ૩ )

દુનિયાની ઉત્પત્તિ પછી મનુષ્યોને હક રાહ દેખાડવા માટે ખુદાવંદ તઆલાએ દરેક કોમને પોતાની ભાષામાં હિદાયત મળે તે માટે હાદી મોકલ્યા છે. જેમ ખુદાપાક ફરમાવે છે કેઃ—

"દરેક કોમપર તેઓની ભાષા સાથેજ અમે પેગમ્બરો મોકલ્યા છે. એટલા માટે કે તે તેઓના માટે વર્ણન કરે."

( સુરે ઇબ્રાહીમ આયાત ૪ ).

બધા મળી એક લાખ ચોવીસ હજાર નબીઓ થયા છે. સૌથી પહેલા હજરત આદમ અ૦ અને સૌથી છેલ્લા હજરત મોહમ્મદ મુસ્તફા સ૦ એવણ ખાતેમુન અંબીયા છે એટલે તેના પછી કોઇ નબી થનાર નથી.

છેલ્લા નબી પછી અલ્લાહ તઆલા તરફથી હિદાયતનું કામ કરનાર ઈમામ છે. જેમકે નબીમોહમ્મદ મુસ્તફા સ૦ મે પોતાના અંતિમ વખતે, આખરીહજથી પાછા ફરતાં ગદીરે ખુમની જગ્યાપર પોતાનું ચાર્જ હજરતલી અ૦ ને સોંપ્યું હતું. આપણા બોધ ગુરૂ પીર સદરૂદ્દીન સાહેબ ફરમાવે છે કેઃ—

નબી મોહમ્મદ બુઝો ભાઈ,
તો તમો પામો ઈમામ.

---

## પાઠ ૭. ઇમામત. ( ઉસુલ ૪ )

હજરત નબી મોહમ્મદ મુસ્તફા સ૦ જ્યારે આ ફાની દુનિયાં છોડી જનાર હતા, તે પહેલાં હજથી પાછા ફરતાં ગદીરે ખુમ નામની જગ્યાપર તેમને ખુદાઈ સંદેશો મળ્યો કે હજરત મૌલા મુરતજાઅલીને તમારા વસી જાહેર કરી દીઓ, જેમકેઃ—

" હે પેગમબર, ત્હારા પરવરદીગાર તરફથી જે સંદેશો ત્હારા તરફ નીચે મોકલવામાં આવ્યો છે તે તું પહોંચાડ. અને જો તું તેમ નહિ કરે તો તેનો સંદેશો તેં પહોંચાડ્યો નથી.

અને ખુદા તને માણસોથી બચાવશે. ખરેખર ખુદા કાફેર કોમને રસ્તો બતાવતો નથી.

( સુરે માયદા આયાત ૬૭. )

ઉપર મુજબ હુકમ થતાં એ જંગલમાંજ સભા ભરવામાં આવી જેમાં લગભગ સવાલાખ મુસલમાનોની હાજરી હતી. ઉંટોના કજાવાનું મેમ્બર બનાવી તેપર હજરતઅલી અ૦ ને તેડી જઇ, સોને બતાવી; ખુદાનો સંદેશો સંભળાવી ફરમાવ્યું કેઃ—" જેનો હું મૌલા છું તેનો અલી મૌલા છે " વિ૦

પછી હજરતઅલીને ફરમાવ્યું કે, " યા અલી તમે મારા ભાઇ છો, મારા વસી, વારેસ છો. " વિગેરે૦ હાજરીન મુસલમાનોએ હજરતઅલી અ૦ ની બયત લીધી. આવી રીતે મૌલા મુશ્કીલકુશા અલી પહેલા ઇમામ થયા, તેમના પછી પહેડી દર પહેડી આજ સુધી ઇમામત કાયમ છે અને કયામત સુધી કાયમ રહેશે, એમ પેગમ્બરે ખુદાનુ ફરમાન છે. હજરતઅલીથી ૪૮ મી પેઢીએ હાલના જમાનાના ઇમામ મૌલાના આગા સુલતાન મોહમ્મદશાહ હાજરઇમામ છે.

---

## પાઠ ૯. કયામત. ( ઉસુલ ૫ )

ઇનસાનની કરણીના હિસાબનો દિવસ તે કયામત. તેના બે પ્રકાર કહ્યા છે. કયામતે સુગરા, અને કયામતે કુબરા, માણસ

મરણ પામે તે વખતે તેના કરતબ્યો જોઈ ઇન્સાફ કરી યોગ્ય બદલો આપવામાં આવે તે કયામતે સુગરા, યાને નાની કયામત. જેમ પીર બાબાપે જ્ઞાને શરીફમાં ફરમાવ્યું છે કેઃ—

રોજ કયામત દહાડો આવશે, અવતારે અવતાર,
સાહેબ લેખાં માગશે, એ નિચ્ચે જાણો નિરધાર.

સૃષ્ટિના અંતિમ દિવસે આખી આલમને એક જગ્યાએ ભેળા કરી હિસાબ પુછવામાં આવશે, તે દિવસની લંબાઇ પચાસ હજાર વર્ષની થશે. તે કયામતે કુબરા યાને મોટી કયામત. તે દિવસ સુરજ સવા નેજા પર આવી તપશે. પૃથ્વી તપીને ફુરામાંથી તપેલું લોઢું કાઢે તેવી થશે. પાપી લોકો તે સખત ગરમીમાં તપશે. પણ ધર્મિષ્ટ માણસો ઈમામના શિતળ છાંયા વાળા છત્ર નિચે હશે. જેમ જ્ઞાને શરીફમાં કહ્યું છે કે—

સતપંથીને સીરછત્ર ઢળશે, તેને અગ્નિ નહિ લુપે લગાર;
મહા દિન એળે જાશે, બેસશે શાહાપીરને પાસ.

હિસાબના અંતે નેક લોકોને જીન્નતમાં દાખલ કરવામાં આવશે, અને પાપીઓને દુઃખ ભરી દોઝખમાં મોકલવામાં આવશે.

આખરના દિવસનું યકીન રાખવું. ખુદાનો ખોફ દીલમાં કાયમ રાખી કુડકપટ, દગાફટકા કે જુલમનાં કામોથી દુર રહી હમેશાં નેકી ને પરોપકારનાં કામો કરવાં.

---

## પાઠ ૯. દુવા ( કુરૂઅ ૧ )

દરરોજ સબુહની, સાંજની અને સોમણીની એમ ત્રણ વખતની દુવા યાને બંદગી ગુજારવાની દરેક ઈસમાઈલી મુરીદની પહેલી ફરજ છે. અને તે બંદગી કરવા માટે મુકરર કરેલા મકાન—જમાતખાનામાં જમાત સાથે દુવા ગુજારવી તેમાં ઘણો સવાબ છે. પણ કોઇ અડચણના કારણે જમાતખાને ન પહોંચી શકાય, તો ઉપલા ટાઇમે જ્યાં હોઇએ ત્યાં દુવા પડી લેવી જોઇએ. અગર દુવાના બોલો પડતાં આવડતા ન હોય તો "પીરશાહ" ના નામની પાંચ તસબી પડી પાંચ સુજીદા દેવાથી દુવા કબુલ થાય છે, એમ આપણા હાઝર ઇમામે મુરીદોપર રહેમતની નવાજેશ કરી ફરમાન મુબારક કરેલ છે. પણ દરેક ઇમાનદાર માણસે પોતાના પરવરદીગારની યાદી ઉપલા વખતે કરવાની ટેવ પાડવી જોઇએ અને તે ટેક કદી ચુકવી ન જોઇએ, એ હાઝરઇમામના ઉપલા ફરમાનનો મતલબ સમજાય છે.

ત્રણ વખતની બંદગી વિષે કુરઆને શરીફ સુરેહુદની આયાત ૧૧૪ માં નીચે મુજબ ફરમાન છેઃ—

"દિવસના બે છેડા ( સવાર ને સાંજ ) અને રાતના પહેલા પહોરમાં બંદગી કરો. ખરેખર નેકી, બદીનો નાશ કરે છે. જીકર કરનારાઓ માટે આ શિખામણ છે."

---

## પાઠ ૧૦. દુવા ભાગ ૨ જો.

આપણા પાક શીયા ઇમામી ઇસમાઇલી મઝહબની બંદગી જે રૂપમાં આપણા બોધગુરૂ પીર સદરૂદ્દીન સાહેબે ફરમાવી છે તેને "દુવા" એવું નામ આપેલું છે. એ દુવામાં ઉપરના પાઠમાં બતાવેલા પાંચે મુદ્દાનો ઘણી વાજબી રીતે સમાવેશ થએલો . જેમકેઃ—

૧. સચ્ચો વચન સુબહાન અલ્લાહ તથા લાઇલાહા ઈલલ્લા હુલ હૈયુલ કૈયુમ, વગેરે પાઠોમાં ખુદાવંદ તઆલાની બુઝોરગી વખાણવામાં આવી છે.

૨. તોબો તોબો તકસીરદાર વિગેરે પાઠો બંદાની ગીરીયા જારીથી ભરપુર છે..

૩. દુવામાં સત્તર સુજીદા છે, એ સતર ઠેકાણે પાક હાઝર-ઈમામના ખુદાઈ નુરને આપણે નમન કરીએ છીએ, અને આપણી બંદગી એ રૂહાની પિતાના વસીલા સાથે ગુજારીએ છીએ.

૪. પંજપાટીની દુવામાં બંદો ઘણીજ ગીરીયા જારી સાથે પોતા ઉપર ખુદાવંદ તઆલાની રહેમત અને બક્ષિશ માગે છે.

૫. યા શાહ ફઝલ વ રહેમત કરીએ. યા શાહ પીરવકીલ જુમલો જમાત, દુવા નિયત ખએર, મોટા સુજીદા એ ફકરા-

એમાં ખુદાવંદ તઆલાની સર્વે મખલુકાત, રાજા પ્રજા સર્વેના હકમાં નેક દુવા ગુજારવામાં આવે છે.

પાક ઇસ્માઇલી દુવામાં જેવી અસરકારક રીતે ઉપલા પાંચે મુદ્દાનો સમાવેશ થાય છે, તે સઘળા મુદ્દાનો તેવીજ અસરકારક રીતે બીજા કોઇ પણ ધર્મવાળાની બંદગીમાં સમાવેશ થએલો જોવામાં આવતો નથી.

---

## પાઠ ૧૨. દુવાનો મહીમા.

આપણા માનવંતા બોધગુરૂ પીરસદરૂદ્દીન સાહેબે જે પાક દુવા આપણને શીખવવા મહેરબાની ફરમાવી છે, તે સર્વ ધર્મની બંદગી ઉપર શહેનશાહી મોટાઇ ભોગવે છે. તેની ખાતરી માટે શુદ્ધ મન રાખી ઇન્સાફની રીતીથી બતાવેલા પાંચે મુદ્દા વિષે ઇસમાઇલી દુવા તથા દુનિયાના બીજા ધર્મોની નિત્યની બંદગી વચ્ચે સરખામણી કરી જોવી.

દુવામાં પેગમ્બરોના વજીફાઓનો સમાવેશ કરવામાં આવેલ છે. જેમકે હજરત આદમ અ૦ ને બહેસ્તથી જમીનપર મૂકવામાં આવ્યા ને બીબી હવ્વાથી જુદાઇ થઇ ત્યારે તેમણે ઘણો વખત ગીરીયાજારી કીધા પછી "સુબ્હાનઅલ્લાહ, શુકરનલિલ્લાહ, વલહમ્દોલિલ્લાહ, વ લાઇલાહા ઇલલ્લાહ" એ તસબી પડયા ત્યારે મુશ્કીલ આસાન થઇ.

હજરત યુનુસ નબીએ " લાઇલાહા ઇલ્લા અંતાસુબહાનક્ક, ઇન્નીકુન્તો મિનઝ઼ ઝાલેમીન " ની તસબી પડી તેથી માછલીના પેટથી તેમનો છુટકારો થયો.

હજરત ઇબ્રાહીમ ખલીલુલ્લાહને નમરૂદે આગના ગંજમાં નખાવ્યા ત્યારે " હસ્બોનલ્લાહ વ નિયમલવકીલ, નિયમલમૌલા વ નિયમલનસીર " એ વાક્યોના સ્મરણથી અગ્નિ ગુલજાર બગીચો બની ગઇ હતી.

હજરત નબી મોહમ્મદ મુસ્તફા સ૦ ખૈબરપરની લડાઇમાં સંકટના વખતે " નાંદેઅલી " ની દુવા પડયા હતા જેની બરકતથી હજરત અલી અ૦ મે મદીનાથી આવી પહોંચી ખૈબરનો અજીત કિલ્લો ફતેહ કીધો હતો.

ઉપર મુજબ તકલીફના વખતે દુઃખથી છુટકારો મેળવવા નબીઓ જે વજીફા પડયા છે તેનો આપણી પાક દુવામાં સમાવેશ કરવામાં આવેલ છે, ઉપરાંત " લાઇલાહા ઇલલ્લાહ હુલ હૈયુલ કૈયુમ " વિગેરે અલ્લાહનાં પવિત્ર નામો જે ફિરસ્તાઓ તસબીમાં પડે છે તે પણ આપણી દુવામાં પડવામાં આવે છે.

---

### પાઠ ૧૨. દુવાના ટાઇમ.

દરરોજ સબુહની સાંજની અને સોમણીની એમ ત્રણ વખત દુવાની બંદગી ગુજારવાની દરેક ઇસમાઇલી મુરીદની

પહેલી ફરજ છે. નાના છોકરાઓ અને બાળાઓએ બચપણ-થીજ દુવા ગુજારવાની ટેવ પાડવી જોઇએ, અને દસ વરસની ઉમર થતાં તો દરેકનાપર દુવા પડવાની ફરજ થાય છે. જો સારે નસીબે ગતજમાતમાં જઇ દુવા ગુજારે, તો જેટલા માણસો ત્યાં એકઠા થયા હોય તે સર્વેની દુવાનો હિસ્સો તેને મળે છે. અને ઘણું પુન્ય હાંસલ થાય છે. પરંતુ કોઇ જરૂરી કારણસર જમાતખાને પહોંચી ન શકાય તો દુવાના ટાઇમે જ્યાં હોય ત્યાં દુવા ગુજારી લેવી. અગર દુવાના બોલો યાદ ન હોય તો "પીર-શાહ" ના નામની પાંચ તસબી પડવી અથવા યાદ કરવી:અને પાંચ સુજીદા દેવા તેથી દુવા કબુલ થાય છે. આપણા હાજર ઇમામે મુરીદોપર કરમબક્ષિશ કરી આ પ્રમાણે ફરમાન કરેલ છે. તે જેવો પ્રસંગ હોય તે પ્રમાણે કરવું પણ એક દિવસમાં ત્રણ વખત દુવા પડવા ચુકવું નહિ.

ત્રણ વખતની બંદગી અને તેના ટાઇમ વિષે કુરઆને શરીફમાં ખુદાપાકનું નીચે પ્રમાણે ફરમાન છે:—

દિવસના બે છેડા ( સવાર, સાંજ ) અને રાતના પહેલા પહોરમાં ( સોમણી દુવાનો ટાઇમ ) બંદગી કરો. ખરેખર નેકી. બદીનો નાશ કરે છે. ( દુવા—બંદગી ગુજારનારના ગુનાહ બળી જાય છે. ) જીકર કરનારાઓ માટે આ શિખામણ છે—સુરએ હુદ આયાત ૧૧૪.

---

## પાઠ ૧૩. દુવા વિષે પીરનો બોધ.

હંમેશાં ત્રણ વખતની દુવા બંદગી ગુજારવા વિષે આપણા બોધગુરૂ મહાત્મા પીરોએ ઘણે ઠેકાણે ભલામણ કીધી છે, તેમાંનો એક ફકરો નીચે આપ્યો છે,

૧. આસાજી સંઝાવેલા મત કોઇ ચૂકો.
એ છે દીનની એધાણીજી.
એ વેલા તમને દીધી,
કીધી દીનની બારી. હરિ અનત.

૨. આસાજી બીજી વેલા ચેહી જાણો,
રાત ઘડિ છ ગઇ જાણોજી;
એ તો બારી દરગાહ તણી,
ગુરથી થાઓ હોશિયર. હરિ અનત.

૩. આસાજી ત્રીજી સંઝા પાછલી કહીએ.
ખટ ઘડિ પ્રમાણોજી;
એ તો બારી સ્વર્ગની ભણીએ.
લેવે ગુરનરને હાથ. હરિ અનત.

( પીર હસન કબીરદીન. )

મતલબ—એજ ખરો દીનદાર, અને તેણેજ દીનના દરવાજામાં પ્રવેશ કીધો કહેવાય, જે સવાર, સાંજ અને છ ઘડિ

રાત ગુજર્યા પછી એમ ત્રણ વખતની દુવા બંદગી કદી ચૂક નહિ, અને તેઓજ ઝમાને ઇમામના ફઝલો કરમથી બ્હેશ્તના અધિકારી થશે.

---

## પાઠ ૧૪. દુવા વિષે ઝમાને ઇમામની તાકીદ.

દરરોજની દુવા—બંદગી ગુજારવા વિષે આપણા શિરછત્ર હાઝરઇમામ સરકાર આગા સુલતાન મોહમ્મદશાહ સાહેબનાં ફરમાન મુબારકપર આપણે ધ્યાન દઇએ, તે આ પ્રમાણે છેઃ—

જે માણસ દુવા નથી પડતો, અને જમાતખાને નથી જતો, તે માણસનું ઈમાન એવા બુંગલા જેવું છે કે, જેનો પાયો કાચો હોય અને ઉપર પત્થરની લાદીઓ જમીનપર હોય. બંગલાનો પાયો કાચો હોવાથી જ્યારે પવન લાગશે ત્યારે બંગલો પડી જશે. જે માણસની આદત જમાતખાનામાં જવાની છે, અને કોઇ દિવસ બંદગીનો વખત ચુકતો નથી. તે માણસના ઇમાનનો પાયો જમીનમાં ઉંડો છે, તે કદી પણ પડી જવાનો નથી. ગમે તેવું તોફાન લાગે તોપણ બંગલો પડી જવાનો નથી. તમે મન સાથે ચોકસી કરો અને આદત પાડો. કોઈ પણ વખતે દુવાનો ટાઇમ હાથમાંથી જવા દેતા નહિ. તમે જમાતખાને જઇ શકો તેમ નહિ બને તો તમારા ઘરમાંજ વખત ગુજારી લેજો. જો તમે દુકાને હો અને ઘરે પણ જઇ ન

શક્યા, તેમ જમાતખાનામાં પણ જઇ ન શકયા. તો દુકાનેજ વખત ગુજારી લીઓ, પણ તમે આદત પાડો; જો આદત નહિ પાડો તો આ મેવો તમો ખાઇ શકશો નહિ. (દુવાની બંદગીની લીજ્જત તમો મેળવી શકશો નહિ.) એક વખત બરાબર આદત પડી જશે તો, એવી સારી આદત તમારા હાથમાંથી જશે નહિ. બહરે રહેમત, પાના ૨૨૦.

---

## પાઠ ૧૫. દુવાની બુઝોરગી.

એક દિવસમાં ત્રણ વખત દુવાની બંદગી ગુજારવાની ફરજ અને તેના ટાઇમ વિષે પરવરદીગારે કુરઆને શરીફમાં હુકમ ફરમાવેલ છે તે તમે વાંચી ગયા છો. વળી એ પવિત્ર બંદગીમાં મહાન પેગમ્બરો હજરત આદમ અ૦, હજરત ઇબ્રાહીમ અ૦, હજરત યુનુસ અ૦ અને આખર જમાનાના નબીમોહમ્મદ મુસ્તફા સ૦ વિગેરે ઉપર ગુજરેલી આફતોના વખતે તેઓએ અતિ નમ્રતા અને આજીજી સાથે જે જે દુવાઓ માગી છે તે વજીફાના ફકરાઓ તથા ઇસ્મે આઝમના પાક કલામો છે, એ તમે જાણ્યું છે. ઉપરાંત એક અગત્યના મુદ્દા વિષે કહેવાની જરૂર ધારીએ છીએ, તે એકઃ—

દુવામાં "શાહદીદાર"નો પંજો લેવાનો સમય આવે છે, તે વખતે એક બીજાના હાથમાં હાથ આપી આંખથી આંખ

મીલાવી પરસ્પર "શાહદીદાર" એવા શબ્દો ઉચ્ચારવામાં આવે છે. અને તેનો મતલબ દરેક સહેલથી સમજી શકે છે કે, "અમે ખુદાપાકની સાક્ષીથી એકસંપીનો ઇકરાર કરીએ છીએ." એટલે હંમેશાં આપસમાં હળીમળીને ઐકયતાથી રહેશું, એમ એકબીજાને કબુલાત આપીએ છીએ. આવી રીતે આપણી રોજની દુવા બંદગી સમજુ માણસને એકસંપીનું મજબુત શિક્ષણ આપનારી છે.

આવી અમુલ્ય અને ઉંડા રહસ્યવાલી દુવાની બંદગીની બુઝોરગી સમજો. તેની કદર કરો, પીર સદરૂદીન સાહેબનો ઉપકાર માનો, અને હંમેશ ત્રણ વખતની દુવા દીલના સાચા પ્રેમથી ગુજારવા કાળજી રાખો. દુવા પઢવાની હંમેશની ટેક પાળનારને અપૂર્વ આનંદનો અનુભવ થવા સાથે અજીમ ફાયદો હાંસલ થાય છે.

---

## પાઠ ૧૬. દુવાં વિષે સંવાદ.

મોહમ્મદ—કેમ અલી, તમો ઇસમાઇલીઓ પાંચ વખતની નીમાજ મસજીદમાં પડતા નથી, પણ જમાતખાનામાં ત્રણ વખત દુવા પડોછો એ કુરઆને શરીફના શિક્ષણથી વિરૂદ્ધ નથી?

અલી—ભાઇ, અમો તો કુરઆન શરીફના હુકમ પ્રમાણેજ ઝમાને ઇમામની તાબેદારી કરીએ છીએ. ઇમામ અને કુરઆન બન્ને દુનિયામાં જગતના અંત સુધી સાથે રહેનાર છે, એમ નબી સાહેબનું ફરમાન છે. અમારા મઝહબની દરેક ક્રિયા ઝમાને ઇમામના હુકમ મુજબ થાય છે, અને ઇમામ કુરઆનથી વિરૂદ્ધ ફરમાન કરેજ નહિ.

મોહમ્મદ—તો પછી બધા મુસલમાનો તમારા જેમખાનામાં દુવા પડતા નથી, પણ મસજીદમાં નીમાજ પડે છે, જો કુરઆનમાં દુવા પડવાનું હોય તો તેઓ પણ તેમજ કરત.

અલી—અલ્લાહ અને ઇમામ સિવાય કુરઆન શરીફનાજ સંપૂર્ણ અર્થ બીજું કોઇ જાણતું નથી, એમ કુરઆન શરીફમાં જ ખુદાપાકનું ફરમાન છે.

મોહમ્મદ—ત્યારે શું ત્રણ વખતની બંદગી ગુજારવાનું ફરમાન કુરઆને સરીફમાં છે ખરૂં ?

અલી—અલબત, છે.

મોહમ્મદ—કયાં છે તે કહો જોઇએ ?

અલી—સુરેહુદની આયાત ૧૧૪ મા છે કેઃ—સવાર સાંજ અને રાતના પહેલા પહોરમાં બંદગી કરો.

મોહમ્મદ—અને ખાનામાં બંદગી કરવા વિષે કુરઆને શરીફમાં ક્યાં છે ?

અલી—સુરે નુરની આયાત ૩૬ મીમાં ખુદાપાક ફરમાવે છે કેઃ—
"જે ઘરોમાં ખુદાએ પરવાનગી આપી છે, તેમાં અવાઝ ઉંચો કરવામાં આવે, અને તેમાં તેનું નામ યાદ કરવામાં આવે, તે ઘરોમાં માણસો સવાર અને સાંજ તેની પવિત્ર યાદ કરી સ્તુતિ કરે છે."

મોહમ્મદ—ઘણું અજબ ! કુરઆન શરીફના આ ફકરાઓ ઉપર ઉલ્માઓનું ધ્યાન ખેંચાયું નથી. વારૂ. તમો દુવા પડો છો ત્યારે પશ્ચિમ તરફેજ સુજીદો કરવો જોઇએ એ નિયમ પાળતા નથી.

અલી—પશ્ચિમ તરફ સુજીદો કરવો એ ઠીક છે. પણ ખાનુ એ બએતુલ્લાહ છે. ત્યાં કોઇબી દિશામાં સુજીદો કરવામાં આવે તે અલ્લાહના સામેજ છે એમ અમારી માન્યતા છે. જેમ કુરઆન શરીફ સુરેબકર આયાત ૧૧૫ માં ફરમાન છે કે—"અને પૂર્વ અને પશ્ચિમ ખુદાનીજ છે, માટે જ્યાં તમો તમારૂં મ્હોં ફેરવશો ત્યાં અલ્લાહનો ચહેરો છે, ખરેખર ખુદા મહા ઉદાર અને દાના છે."

મોહમ્મદ—ખરેખર, તમો જે ત્રણ વખતની દુવાની બંદગી

ગુજારો છો તે અલ્લાહપાકના ફરમાન મુજબજ છે. તમારા આજના ખુલાસાથી મને ઘણો સંતોષ થયો છે; આજ પછી હું પણ ત્રણ વખતની બંદગી કરીશ.

---

## પાઠ ૧૭. વૃત પરહેજગારી ( કુરઆર. )

પીર સદરૂદ્દીન સાહેબ જ્ઞાન શરીફમાં ફરમાવે છે કેઃ—

જો તું નફસાનિયતકું નાખે;
સબ રોજે રમજાન કે રાખે.

ઇન્દ્રિઓને કાબુમાં રાખનારજ ખરેખરો રોજો રાખનાર છે, તેણેજ આખા રમજાન માસનાં બલ્કે હમેશનાં રોજાં રાખ્યાં જાણવાં.

રમજાન માસનાં રોજા રાખવાં ઘણાં સારાં છે. એથી ગરીબનું દુઃખ સમજવાની કદર થાય છે. દીલ નરમ થાય છે અને દીલમાં દયાનો સંચાર પ્રકટે છે. અને હમેશનાં રોજાં એ છે કેઃ—

મગજમાંથી મગરૂરી કાઢી નાખી નમ્ર થઇ ચાલવું, આંખોથી બદ નજર ન કરવી પણ સર્વત્ર પ્રેમ દ્રષ્ટી—આત્મ દૃષ્ટિથી જોવું. કાનથી નીંદા ન સાંભળવી, ખુદાની તારીફને ઇલ્મ શ્રવણ કરવું. જબાનથી જુઠું ન બોલવું, હમેશાં સત્ય બોલવું.

કોઇની નીંદા ન કરવી કે કોઈનાપર ખોટું આળ ન ચડાવવું. મોઢામાં હરામનો લુકમો ન જાય. હલાલ રોજી મેળવીને ખાવી. હાથથી કેનાપર જુલમ ન ગુજારવો, પણ તે વડી દાન સુકૃત્ય અને પરોપકારનાં કામ કરવાં. પગથી ખરાબ કામ તરફ ન ચાલવું, નેક કામ પ્રતિ કદમ ઉપાડી જવું. દીલથી ખરાબ ખ્યાલ ન કરવા, સત્ય વિચારો કરવા. એ વિગેરે પરહેજગારીના નિયમોનું પૂરેપૂરૂં પાલન કરનાર ખરેખરો અને હંમેશનો રોજદાર છે.

---

## પાઠ ૧૮. દશોંદ. ( કુરૂઅ ૩-૪. )

કમાણીનો દસમો હિસ્સો તે હક ઇમામનો, અને ચાલીસમો હિસ્સો તે હક બોધગુરૂ પીરનો. એમ એકંદર આઠમો હિસ્સો ઝમાને ઇમામને નજર કરવો તેને દશોંદ કહે છે. તે પૂરા ઇત્તેકાદ અને મહોબતથી, કોઇનો હક તોડયા વગર કે હરામ રીતે નહિ પણ સચ્ચાઇ અને પ્રમાણિકપણે મેળવેલી રોજીમાંથી આપવામાં આવે તોજ ઈમામ પસંદ કરે છે. અને તે દાન ફલદાઈ થાય છે, અને આપનારને કુદરતી બરકત થાય છે.

સમાજના બાંધેલા ધોરણ મુજબ ફરજીયાત દાન આપવામાં આવે તે મહોબતથી આપેલા દાનના તુલ્ય ગણી શકાયજ નહિ. જેમ એક મહાત્માનું કથન છે કેઃ—

સહજ મિલ્યા સો દુધ બરાબર,
માંગ લીયા સો પાણી;
ખિંચ લીયા સો રક્ત બરાબર,
કબીર બોલ્યા વાણી.

ઇમામ પૈસાના મંહોતાજ નંજ હોય, દશોંદની ભેટ એ ઇમાનની કસોટી છે, ખરા આશેકો માશુકપર તન, મન, ધન કુરબાન કરી આનંદ મેળવે છે. જ્યારે ઇમાનની કચાસવાળા હોય તે તો આ વિષયમાં હંમેશા શકમંદજ હોય છે.

---

## પાઠ ૧૯. દશોંદ દેવાની અગત્ય.

હક હલાલ રોજી મેળવી તેમાંથી હકદારનો હક આપી ઉપયોગમાં લેવામા આવે તે થકી અંતઃકરણ શુદ્ધ રહે છે, તેમાં નેક વિચાર સુસંકલ્પનો વાસ થતાં તે માણસનાં દરેક કામો પાપ રહિત અને બુદ્ધિપુર્વકના પરોપકારનાં હોય છે. જેમ જ્ઞાન શરીફમાં ફરમાન છે કેઃ—

હકની રોટી ખાઇએ, તો કદિક પડીએ પાર;
ગેર હકની રોટી ખાઈએ, તો અહાર તેવો ઓડકાર.

દશોંદ કાઢયા વગરનો પૈસો દરિયાના ખારા પાણી જેવો છે. ખારૂં પાણી વપરાશમાં લેવા લાયક નથી કે કોઈ રીતે ફાયદા કારક નથી. તે મુજબ દશોંદ કાઢયા વગરની કમાઈ વાપરવાથી.

બીમારી, ખોટ કે આગ પાણીથી નુકસાન પહોંચે છે. દશોંદ કાઢનારને તેવી આફતો નડતી નથી.

ઉનાળાના દિવસોમાં સુરજના તાપથી દરિયાનું પાણી દશોંદ તરીકે તેના ગુરૂ સુરજ પાસે જાય છે. ત્યાં તે ખારૂં મટીને અમૃત જેવું મીઠું બની પાછું વરસાદરૂપે નીચે પડી પૃથ્વીને આબાદ બનાવે છે, તે મુજબ હક કમાઇની દશોંદ હાઝરઇમામને પહોંચ્યા પછી આશિર્વાદના વરસાદરૂપે દેનારને બરકત આપનાર નિવડે છે.

જે માણસ દશોંદ પુરી આપતો નથી અને ઇમામનો હક પોતે પોતાના ઉપયોગમાં લે છે, તેથી તેના દીલરૂપી આયનામાં સફાઇ થતી નથી અને તેને નુરના પ્રકાશના દર્શનની પ્રાપ્તિ થઈ શકતી નથી.

---

## પાઠ ૨૦. દરખાનું ( ફુરૂઅ ૫. )

ઝમાને ઇમામ—ખુદાઇ નુર જયાં બીરાજતા હોય, એ એમના રહેઠાણની જગ્યાને દરખાનું કહે છે. દરેક મુરીદે દરખાનાની મુલાકાત લઇ પવિત્ર નુર સ્વરૂપ હાઝરઈમામના ભાવપુર્વક દીદાર મુબારક કરી બયત કરે એટલે એમનો મુરશીદપણાનો હક સ્વીકારી જીંદગી પર્યંત એમની તાબેદારી—ફરમાં બરદારી

કરવાનો કોલ આપવાની ખાસ ફરજ છે. અને તે ઇસમાઇલી મુરીદોની હજે અકબર છે.

આ સબંધે આપણા હાઝરઇમામનું ફરમાન મુબારક નીચે મુજબ છે.

" પોતાની ઉમરમાં જે જેમો-હાજર ઇમામ હોય તેનો એક વખત કાંગવો ભરવો દરેક મોમનને વાજબ છે. એક વખત નવા જેમાની બયતમાં આવવું લાઝીમ છે.

માબાપોને ખાસ કરીને વાજીબ છે કે, બચ્ચાંઓને પ્રથમ કાંગવો ભરાવીને મારા મુરીદ કરવા. ત્યાર બાદ તેનાં નામ પડાવવાં. જે લોકોએ મારા કાંગવા ભર્યા નથી તે લોકોએ મારો દીન કબુલ કરવાની સહી કરી નથી.

જે લોકોએ મારા કાંગવા ભર્યા છે, અને મારા મુરીદ થવાનો મને કોલ આપ્યો છે, તેઓએ પોતાના દીલ સાથે ચોકસી કરવી કે, આપેલો કોલ કદી પણ તોડવો નહિ.

( બહરે રહેમત. પાના ૯૪-૯૫ )

---

## પાઠ ૨૧. સંયમ. ( ફુરૂઅ. ૬. )

ઇસ્લામી ઉલ્માઓએ ફુરૂએ દીનની છઠી ફુરૂઅ 'જેહાદ' વર્ણવી છે યાને ઇમામના હુકમથી રાહે ખુદામાં કુફારોના સામેની લડાઇમાં સામીલ થવું. ધર્મના રક્ષણની લડાઈમાં જોડાવા

કુરઆને શરીફમાં કહેવામાં આવ્યું છે. પણ વર્તમાન જમાનામાં એ ફરમાન બંધ બેસતું થાય નહિ. આજે એવી લડાઇઓ લડવાની જરૂર નથી. પણ અધ્યાત્મિક લડાઇ જેને સંયમ કરીને કહેવામાં આવે છે તેનીજ અગત્ય છે.

રસુલે ખુદાના જમાનામાં કુફારો સામેની લડાઇઓ બધી ફતેહ કીધા પછી એવણુ સાહેબે ફરમાવ્યું કેઃ—

"નાની નાની લડાઇઓમાં ફતેહ મેળવી છે, હવે આપણુને એક મહાન લડાઇ તરફ વળવાનું રહ્યું છે." ( હદીસે નબવી. )

આવું ફરમાન સાંભળી અસહાબોએ અરજ કરી કે, યા નબી મકબુલ, હવે એવી કઈ લડાઇ બાકી રહી છે, જેને આપ મહાન લડાઇ કહો છો ? રસુલ સ૦ મે ફરમાવ્યું કે, હવે આપણે પોતાના મનને જીતવાનું છે. યાને શરીરમાં રહેલા કામક્રોધાદિ છ રિપુઓને સત્યતાના હથિયાર વડે છેદી દીલ માંહેના શયતાની સામ્રાજ્યનો નાશ કરી રહેમાની આણ ફેરાવવી આત્મીક આનંદ મેળવવો જોઇએ.

આ પરથી ખુલ્લું સમજાય છે કે, નફસ અમારા સામે જીત મેળવવી તે મહાન જેહાદ છે.

---

## પાઠ ૨૨. આબેસફા. ભાગ ૧ લો.

સતપંથ દીનમાં આબેસફા એટલે ઘટપાટની ક્રિયા ઘણી ઉત્તમ ગણાય છે. આબેસફા એટલે પવિત્ર પાણી. આ ક્રિયા કુરઆને શરીફમાં જે ગુઢાર્થ બાબતો ફરમાવેલી છે અને જેને ઝમાને ઈમામ સિવાય બીજું કોઇ જાણી શકતું નથી તે માંહેલી એક છે. પવિત્ર પાણી વિષે કુરઆને શરીફમાં નીચે પ્રમાણે ફરમાન છે.

" ખરેખર અમે તમારા માટે આકાશમાંથી પવિત્ર પાણી મુકરર કર્યું છે. કે જે વડે તમારા દીલને શુધ્ધ કરો. "

સુરે માયદા

" ખરેખર અમે તમને કવસરની બક્ષિસ કરી છે. "

સુરે કવસર આયાત ૧

જનાબ રસુલે ખુદાનું ફરમાન છે કેઃ— " કવસર એક પાણીનો ચશ્મો છે. જે ખુદાના તખ્ત નજદીક છે. તેમાંનું પાણી ઘણું નિર્મળ છે. અને તેમાં તસનીમ ભેળવવાથી તે પાણીનો મહિમા વધી જાય છે. તે ચશ્માના કિનારાપર કવસર પીવાનાં વાસણો પડેલાં છે. તે ચાંદરડા માફક ઝગમગે છે. ખાસ મુકરબ બંદા સિવાય બીજો કોઈ તે કવસર પી શકતો નથી, અને તેટલા માટે તે ચશ્માને સીલબંધ કરવામાં આવેલ છે. ખાસ

બંદા પોતે એ સીલ ખોલીને કવસર પીએ છે."

ઉપલી અલંકારી બાબદો બધી ઘટપાટની ક્રિયાને લગતી જ છે એ દેખીતું છે.

---

## પાઠ ૨૩. આબેસફા. ભાગ ૨ જો.

આપણા બોધગુરૂ પીર સદરૂદીન સાહેબે, બીજી ધાર્મિક તાલીમ માફક આ પવિત્ર પાણીની ક્રિયાનાં મંત્રો પણ ગુજરાતી ભાષામાં ફરમાવ્યાં છે

દરેક મઝહબી ક્રિયા જે કે મુરશીદ તરફથી મુકરર કરવામાં આવેલી હોય તે મુરીદોના ભલા અર્થે અને તેમની બહેત્તરી માટેજ હોય છે એમ માની શ્રદ્ધાપુર્વક અને સચ્ચાઈથી તે બજાવવામાં આવે ત્યારેજ ફળ પ્રાપ્તિ થાય એ દેખીતું છે. આ મતલબને લગતું ઘટપાટની ક્રિયાના સંબંધમાં મોલાના હાઝર ઇમામનું ફરમાન આ પ્રમાણે છે.

"તમે નીયાઝ—આબેસફા પીઓ છો તેમાં માટી અને પાણીથી કાંઇ તમારૂં દીલ સાફ થતું નથી. પરંતુ જો ઇત્તેકાદ અને સચ્ચાઇથી તમે આબેસફા પીઓ છો, તેનાથી દીલ સાફ થાય છે. જો દીલમાં સચ્ચાઇ ન હોય તો ખાલી માટી અને પાણીનું નીયાઝ પીવાથી કાંઇ ફાયદો નથી. પહેલાં ઇમાન તથા

દીલ સાફ થાય તોજ ફાયદો પહોંચે. જે મારા સ્વરૂપને ઓળખતો નથી, તેને માટી અને પાણી પીવાથી કાંઇપણ ફાયદો થતો નથી.

(બહરે રહેમત પાના ૧૧)

---

## પાઠ ૨૪. દરૂદનો મહીમા. ભાગ ૧ લો.

ખુદાપાક કુરઆને શરીફમાં ફરમાવે છે કેઃ—

"ખરેખર અલ્લાહ અને ફિરસ્તાઓ, નબી ઉપર દરૂદ મોકલાવે છે, હે મોઅમીનો તમો પણ મોહમ્મદ અને તેની આલપર દરૂદ પડો."

દરૂદ આ પ્રમાણે પડાય છે—

"અલ્લાહુમા સલ્લે અલા મોહમ્મદન વ આલે મોહમ્મદ."

અર્થ—હે ખુદા તું નબી મોહમ્મદ અને તેની આલપર રહેમત મોકલ.

"જનાબ રસુલે ખુદાનું કે ઝમાને ઇમામનું નામ બોલતાં, હાઝર ઈમામના દીદાર કરતાં અને દરેક ખુશીના પ્રસંગે દરૂદ પડવી વાજીબ છે.

દરૂદ પડવાનો સવાબ ઘણો અઝીમ છે. એવી એક રિવાયત છે કેઃ—ખુદાવંદ તઆલાના મોટા હિસાબી ફિરસ્તાઓ જે

